શ્રી

# બાળ કૃષ્ણલીલા.






છપાવી પ્રસિદ્ધ કરનાર,

**પા. રણછોડલાલ ભગવાનદાસ.**

ઠે. પાંચકુવા દરવાજા બહાર.

અમદાવાદ.



સંવત ૧૯૭૭. સન ૧૯૨૧.

# શ્રી બાળ કૃષ્ણલીલા.

---

### બ્રહ્માએ ભજન કર્યું રે, ભગવાનનું રે એ રાગ.

### ભગવાનની બાળલીલા.

પૃથ્વી ગઈ છે બ્રહ્મા પાસ, બ્રહ્માને જઇને પાયે નમ્યાંરે;
મુજપર ઘણો અધર્મ થાય, ઉગ્રશેન રાજાનો જે દીકરોરે.
કંસરાય તેનું નામ, તેને કોપ ઘણેરો આદર્યોરે;
મુજને દેછે કષ્ટ અપાર, દેવ સર્વ ટોલે મળ્યારે.
સર્વે ચાલ્યા પ્રભુની પાસ, દેવે સર્વ જઇને પ્રભુને પાયે નમ્યારે;
પ્રભુ અમને દુ:ખ અપાર, અમારાં સંકટ સર્વ કાપજોરે.
અમ પર દયા કરો અપાર, પૃથ્વીમાં કંસ ઘણેરો કોપીયોરે;
અમને દુ:ખ દેછે અપાર, સર્વે વિનંતી પ્રભુએ સાંભળીરે.
હું ધરીશ પૃથ્વી વિષે જન્મ, તમે ગોવાળ થઇ ગોકુળ અવતરોરે;
દેવાંગનાઓ થાય ગોપીયો, દેવ સર્વ ત્યાંથી ચાલીઆરે.
ધર્યો ગોકુળમાં જન્મ, સુરશેન રાજાના વસુદેવ દીકરારે;
તેનાં કરવાં છે લગ્ન, દેવક રાજાની દીકરીરે.
તેનું દેવકી ધરીઉં નામ, વસુદેવ સાથે દેવકીને પરણાવીઆંરે;
મોટો મંડપ રચીયો ત્યાંય, મથુરામાં માણેકથંભ રોપાવીયોરે.

ચોરી ચીત્રી ચંપાનેર, વાસુદેવ દેવકી પરણી ઊઠીયાંરે;
દાદે દીધાં કન્યાદાન, રથ હાથીડા શણગારીયારે.
દેવકીને બેસાડયાં રથમાંહ્ય, બેનને કંસ વોળાવા ચાલીયોરે;
મનમાં હરખનો નહિ પાર, કંસરાય રથ હાંકવા બેસીયારે.
રાશ પરોણો લીધો હાથ, ત્યારે થઇ છે આકાશવાણીરે;
આકાશવાણી એમ બોલીયાં, હે કંસ મુઢમતિ તમે સાંભળોરે.
તારા હરખમાં થાશે હાણ, દેવકીનો આઠમો ગર્ભ તુને મારશેરે;
તેથી થાશે તારો કાળ, કંસને ક્રોધ ઘણેરો વ્યાપીયોરે.
રથથી ઉતર્યો હેઠો ત્યાંય, દેવકીને હવે જીવતી ન મુકુંરે;
પછી કયાંથી થાશે મારો કાળ, દેવકીનો ચોટલો કંસે ઝાલીયોરે.
ખડગ તાણી મારવા કાજ, વસુદેવને દયા વ્યાપી ઘણીરે;
સ્ત્રી હત્યાનું લાગશે પાપ, જેમ બને તેમ સમજાવીએરે.
જો જીવતી રાખે નાર, વાસુદેવ એમ બોલીયારે;
જે છે તેને મરણનો ડર, દેવકીના જેટલાં બાળક થશેરે.
તેટલાં સોંપીશ તુજ કરમાંહ્ય, પછી તને મરણનો ડર શાનોરે;
દેવકીને છોડી મુકો આપ, સ્ત્રીહત્યા થાય તને લાગશેરે.
તેથી છોડી મુકો આજ, કંસે દેવકીને છોડી મુકયાંરે;
ત્યાંથી પાછો વળી મથુરાં જાય, મથુરામાં મહેલ એક કરાવીયોરે.
વાસુદેવ દેવકીને રાખ્યાં ત્યાંય, વાસુદેવ દેવકીને બેડીમાં નાખીયાંરે;
ફરતા મેલ્યા ચોકીદાર, દેવકીને બાળક અવતરેરે.
તેની મુને કરજો જાણ, દેવકીને બાળક અવતર્યુંરે;
જઇને કંસને કીધી જાણ, કંસ ત્યાંથી આવીયોરે.

જઇને બાળક લીધું હાથ, કંસે બાળક છ મારી નાખીયાંરે;
દેવકી બેઠાં નિરાશ થઇ, દેવકીને સાતમે ગર્ભ બલદેવજી આવીયારે.
તે લઈ રોહુણીજીના ઉદર નાખ્યા જઈ પ્રભુએ દેવની પ્રાર્થના
સાંભળીરે;
પછી જોગમાયા તેડયાં ત્યાંય, તુને ગોકુળમાં મેલી આવજોરે.
નંદ જસોદાને ઘેર, જસોદાને દીકરી અવતર્યાંરે;
તે લઇ તમો આવો ઘેર, તે કન્યા તમારૂં સંકટ ટાળશેરે;
કંસનું તે મોડશે માન, હરીએ એમ કહીને માયા ફેરવીરે.
વાલે ધરીયાં બાળ સ્વરૂપ, ભાંગી ભુગળ ખોલ્યાં પાટીયાંરે;
ઘેરણ મેલ્યું સૌ દરવાન, વાસુદેવ હરીને લઇ સંચર્યારે.
ઝરમર વરસે મેહુલા ત્યાંય, શેષનાગે છત્ર છાયા ધરીરે;
જુમનાંજી ઉડે લહેર તો રંગ, હરીના ચરણ ચરણામૃત લેવામાટેરે.
હરીએ ચરણામૃત આપ્યાં ત્યાંય, જુમનાજીએ માર્ગ દીધોરે;
વાસુદેવ ઉતરી ચાલ્યા ગોકુળ ગામ, શ્રી જસોદાની સેજમાંરે.
પોઢાડયા શ્રી ગીરધરલાલ, કન્યા લઇને વાસુદેવ ચાલીયારે;
જોજો પ્રભુના ખેલ, વાસુદેવ મથુરા આવીયારે.
જ્યાં છે દેવકીજીનું સ્થાન, પછી કન્યાએ રડવા માંડીયુંરે;
જાગી ઉઠયા સૌ દરવાન, પડતા આખડતા દરવાન ચાલીયારે.
જઇને કંસને કીધી વાત, તમારી બેનને બાળક કાંઇ અવતર્યુંરે;
બે બાકળા થઇ ચાલીયા ત્યાંય, પડતા આખડતા આવ્યા ત્યાંયરે.
દેવકી પાસેથી કન્યા લઇ લીધી ત્યાંય, દેવકીનએ રડવા માંડયું રે;
દેવકીએ વીરાને વીનતિ કરી ત્યાંય, આટલું જીવતું રાખો બાળનેરે.

તે તુને મારશે નહિરે આજ, તે મુને પાછું તમે આપજોરે;
તોયે કંસે ન માનીયું ત્યાંય, બાળકના ચરણ ઝાલીયારે.
ચરણ ઝાલી પછાડવા જાય, તેવાં કન્યા હાથમાંથી છટકયાંરે;
જઇને આકાશ બોલ્યાં એમ, મુરખ મુજને માર્યે શું નીપજ્યુંરે.
તારો વેરી જગમાં જાણ પૃથ્વીમાં તે મોટો થાય છેરે;
તે તારો લેશે પ્રાણ, પછી કંસ વિસ્મય થયોરે.
બહેનને કરગરવા લાગ્યો ત્યાંય, તારાં બાળક નીરપરાધે મારીયાંરે,
તેથી મુને લાગ્યું પાપ, તેથી અપરાધ મારો ક્ષમા કરોરે.
મેં કીધો છે અધર્મ અપાર, વાંઝીયાં કરી તમને મેલીયાંરે;
એમ કહીને છોડયાં ત્યાંય, વાસુદેવ દેવકીને બંધીખાનેથી છોડીયાંરે·
બેડીઓ તોડી તેની વાર, ત્યાંથી કંસરાય ચાલીયારે;
આવી રહ્યા રાજદરબા, મોટા કારભારીને બોલાવીયારે.
હવે કરવો શો વિચાર, પૃથ્વીમાં શત્રુ મોટો થાય છેરે;
તેનો કરવો કેમ કરી નાશ, કંસરાય એમ બોલીયારે.
પુતનાને બોલાવો આંહી, દસ દસ ગાઉ ફરતાં જે ગામડાંરે;
ત્યાં જન્મીઆં જેટલાં બાળ, તે બાળકને મારી નાખવાંરે.
તેથી થાશે શત્રુનો નાશ, તેટલું સાંભળી પુતના ચાલ્યાંરે;
પુતનાએ ધર્યું ગોપી સ્વરૂપ, ત્યાંથી પુતના ચાલ્યાંરે.
આવી ઉભાં નંદદરબાર, જશોદાજીને પુછીસુંરે;
કયાં છે મારો ભાણેજ બેન, ત્યારે જસોદા એમ બોલીયાંરે.
કુંવર પોઢયા પારણીએ, પુતનાં ત્યાં ઘરમાં ચાલીયાંરે;
કુંવર લીધા ખોળામાંય, પછી સ્તન પાન કરાવતાંરે.

પ્રભુએ જાણ્યું કારણરૂપ બે હાથે ઝાલી સ્તન પાન કર્યુરે;
પાન કરતાં શોષ્યા પ્રાણ, પછી પુનતાં મરી ગયાંરે.
પછી ધરીયું રાક્ષસ સ્વરૂપ, છો ગાઉ જેટલાં લાંબાં થઇ પડયાંરે;
તેનો ભડકો લાગ્યો ગગન, પછી જશોદાજી આવીઆંરે.
આવું દીઠું કારણરૂપ, બાઇરે પાડોસણ તું મારી બેનીરે;
આવું શું કુંવરને લાગ્યું ચેટક, પ્રભુને નીચે લઇ લીધારે.
શાન્તવીના કરી ત્યાંય, નંદજી મથુરા ચાલીયારે;
કંસને આપવા કર, ત્યાંથી વાસુદેવને મળવા ગયારે.
વાસુદેવે કીધી વાત વીરા ગોકુળ વહેલા સાંચરોરે;
ત્યાં કાંઇ તોફાન થાય, ત્યાંથી નંદરાય ચાલીયારે.
ચાલી આવ્યા ગોકુળ ગામ રસ્તામાં રાક્ષસણી પડેલી દીઠીરે;
પછી જાણી સારી વાત, ગોવાળે પુતનાના કકડા કર્યારે.
પછી આવ્યા પોતાને ઘેર, કાનકુંવર છ મહીનાના બાળક હતારે;
ઉજાણી કરવા ચાલ્યા સૌ, ગાડાં લઇ સર્વે ગોવાળ ચાલ્યારે.
તેની સાથે નંદ જશોદાય, ત્યાંતો દૈત્ય એક આવીયોરે;
કાનકુંવરને લેવા કાજ, પ્રભુને ગાડા નીચે પોઢાડીયારે.
દૈત્યે લીધું ગોવાળનું રૂપ, ગોવાળ ભેગો આવી ગાડામાં બેઠોરે;
પ્રભુએ જાણી એવી વાત, તેથી ચરણ ઉંચો કરીરે.
ગાડું પાડયું ઉંધું ત્યાંય, સર્વ ગોવળ ટોળે મળ્યારે;
નંદ જશોદા આવ્યાં ત્યાંય ત્યાંથી કાનકુંવરને તેડી લીધારે.
આ શું થયું અદભુત કાળ, તરૂણાવૃત દૈત્યને મારી નાંખીયોરે;
મુખમાં બ્રહ્માંડ દેખાડયું ત્યાંય, નંદજીએ ગર્ગાચાર્યને બોલાવીયોરે

બેય કુંવરનાં પાડો નામ, મુનીએ કૃષ્ણનાં બળદેવ નામ પાડીયાંરે;
પછી ગયો પોતાને ગામ, નામ પાડી મુની ત્યાંથી ચાલીયારે.
પ્રભુ લીલા કરે ત્યાંય, પ્રભુ ઢિચણીયે ચાલવા શીખીયારે;
ઘુઘરી વાગેને રાજી થાય, પાછુ વારીને પ્રભુજી જુવેરે.
માતા પાસે જવા કાજ, આનંદથી માતાજી ધવરાવતાંરે;
પ્રભુની લીલાથી સો હરખાય, વાછડાંનાં પુછડાં ઝાલવા જાયછે.
તે જોઇને ગોપીયે મેલ્યાં કામ, ગોપીઓ જસોદાજી પાસે
આવીઆંરે;
કરવા કાંન કુંવરની રાડ, અમે ઘરના કાંમે લાગીઆંરે.
વાછડાં છોડી મેલે ત્યાંય, ઘરમાંથી દઇ દુધ ચોરી ખાયછે;
બીજું માંકડાંને આપી દે, સુતેલાં બાળકો રોવરાવતાંરે.
છીંકેથી માંખણ ચોરી ખાય, ગોપીએ સઘળું કઈ દેખાડીયુંરે;
માતા જસોદાજીની પાસ, હસીને માતાજી એમ બોલીયાંરે.
કુંવરને ધમકાવા જાય, બળદેવજી એમ બોલીઆંરે;
માતાજી કાંનજી માટી ખાય, માતાજીને ક્રોધ ઘણેરો વાપર્યો.
કાંનકુવરને મારવા જાય, પ્રભુજી એમ બોલીઆંરે,
માતાજી માટિ નથી ખાધીમેં પ્રભુજીએ મુખ દેખાડીયુંરે.
ચૌદ ભુવન દેખાડયા મુંખ માંય, જસોદાજી જોઇ વીસ્મે થયાંરે;
પ્રભુજીને લાગ્યાં પાય, પુર્વે દ્રોણાધરાએ તપ કર્યાંરે.
બ્રહ્મા પાસે માગ્યાં વરદાન, તેપર દાંને કૃષ્ણ બળદેવ અવતર્યારે;
ગોકુળમાં કરવા લીલારે, જસોદાજી વલોણુ કરવા ગયાંરે.
હાથનાં કંકણ ખખડાં ત્યાંય, તે સાંભળી પ્રભુ ત્યાં આવીયારે;

આવી રવીયો જાણ્યો ત્યાંય, માતાજી ધવરાવાં બેઠારે.
દુધ ઊભરે આવું ત્યાંય, માતાજી ઊતારવાં ગયાંરે;
કાંનજીને હેડા મેલી ત્યાંય, કાનકુંવરને રીસ ઘણી ચઢીરે.
ગોરસી ફોડી તેની વાર, માંખણ લઇને ત્યાંથી ગયારે;
ખુંણે પેસી માંખણ ખાય, કાંનજીને પકડવા જસોદા ગયાંરે.
પ્રભુ લાગ્યા માતાને પાય, માતાજી દાંમણા લઇ બાંધવા ગયાંરે;
પ્રભુ બંધાણા નઇ ત્યાંય, આખા ગામનાં દાંમણાં ભેગાં કરાંરે.
તોય કાનજી બંધાણાં નઇ, બ્રંમાજીએ અસ્તુતી ત્યાં કરીરે;
કૃષ્ણ બંધાણા તેની વાર, એટલે જસોદાજી ઘર કામે લાગ્યાંરે.
પ્રભુ ખસીને ચાલ્યાં ત્યાંય, બારણે અમલા અરજુનનાં ઝાડ હતાંરે
પ્રભુ નીકળ્યા તેની વચમાંય, ખાંડણીઓ તે ઝાડે અડયોરે.
તેમાંથી બે પુરૂષ પ્રગટયા, તેમને પ્રભુની સ્તુતી કરીરે;
પછે સ્વર્ગે ગયા તે, બળભદ્ર કૃષ્ણાં જમુનાનાં તીરે ગયાંરે.
વાછરડાં ચારવાં કાજ, દૈત્યે વાછરડાનું રૂપ લીધુંરે;
પ્રભુએ ઓળખ્યો તેની વાર, પગ ઝાલી કોઠી સાથે પછાડીઓરે.
દૈત્યને મારી નાંખ્યો ત્યાંય, બકાસુર પ્રભુને ગરી ગયોરે;
તારવું ફાડી નીકળ્યા બાર, બકાસુરને પગ ઝાલી ચીરી નાંખીઓરે.
દેવ પુષ્પથી વધાવે ત્યાંય, ગર્ગાચાર્ય જેવું કહી ગયારે;
તેનું દેખવામાં આવ્યું ત્યાંય, અઘાસુર અજગર થઇને પડયોરે.
છોકરાંને ગળવા કાજ, ઉપલો હોઠ વાદળ અડકાડીઓરે;
ગલોફા ગુફાં જેવાં દેખાય, વાછરડાં સહીત અઘાસુર ગળી ગયોરે.
પ્રભુની જોતો હતો વાટ, અઘાસુરના મુખમાં પ્રભુ પેસીયારે;

દેવ સરવે જુવે ગગન, કંસાદીક રાક્ષસો રાજી થયારે.
હવે શત્રુનો થયો નાશ, અઘાસુરનું બ્રહ્માંડ ફાડીયુ રે;
પછી પ્રભુ નીકળ્યા બહાર, ગોવાળ વાછરડાં સર્વે નીકળ્યારે.
અઘાસુરના મોઢામાંથી બહાર, દેવતાઓએ પુષ્પથીવધાવીઆરે;
અપસરાઓ કરે નાચ, કાનજી ગાયો ચારવા સાંચર્યારે.
ગોવાળીઆ લીધા સાથ, પ્રભુ જુમનાંની તીરે જમવા બેઠારે;
બધા ગોવાળીઆની સાથ, બ્રહ્મા વાછરડાં ગોવાળીઆ હરીગયાંરે.
પ્રભુનો જોવા પરીબળ, પ્રભુએ ગોવાળ વાછરડાનું રૂપ લીધુંરે;
બ્રહ્માને ઉતર્યો ગર્વ, બ્રહ્માએ બાર મહીના તેમને રાખીયારે.
પ્રભુની લીલાનો નહી પાર, બ્રહ્માએ આવીને પ્રભુની સ્તુતી કરીરે;
ધેનુકાસુર આવ્યો ત્યાંય, ગધેડાનું રૂપ તેને ધારણ કર્યુંરે.
બળભદ્રને લાતો મારે ત્યાંય, પગ ઝાલીને ફેરવીઓરે;
તેનો પ્રાણ કાઢયો ત્યાંય, ત્યારે દેવ પુષ્પ વૃષ્ટી કરેરે.
પ્રભુને વધાવ્યા ત્યાંય, ગોવાળ સાથે પ્રભુ જુમનાં તીરે ગયારે;
તડકો પડીઓ છે અપાર, ગોવાળને તરસ લાગીરે.
જુમનાં જળ પીધાં ત્યાંય, જરનું ઝેર તેમને વાપર્યુંરે;
મરણ પામ્યા તેની વાર, પ્રભુએ અમરત સરખી દ્રષ્ટિ કરીરે.
સૌને સજીવન કરીયાં ત્યાંય, કૃષ્ણએ કાળી નાગને નાથીઓરે;
નાગણો અસ્તુતિ કરે ત્યાંય, ગોવાળ ગોપીઓ સૌ વીસમે થયાંરે.
વાછરડાં ચીસો નાંખે અપાર, પ્રભુએ નાગને વચન આપ્યુંરે;
જઈ સમુદ્રમાં પુરો વાસ, ગાયો મનુષ્ય નદીનું ઉપયોગ લેશેરે.

સંધ્યાકાળે કરે સમરણ, નાગણે પ્રભુને વધાવીઆરે;
પ્રભુ પધાર્યા ગોકુળ ગામ, વ્રજને દાવાનળે ઘેરીઓરે.
અસ્તુતી કરે પ્રભુની ત્યાંય, ત્યારે પ્રભુજી એમ બોલીઆરે;
આંખો મીચો તેની વાર, પ્રભુ દાવાનળ પી ગયારે.
વ્રજની રક્ષા કીધી ત્યાંય, કૃષ્ણું બળદેવજી ગાયો ચરાવતાં;
પલબાસુર આવો ત્યાંય, તેને ગોવાળનું રૂપ ધર્યુંરે.
સર્વેને હરી જવા કાજ, પ્રભુજીએ પલબાસુરને ઓળખ્યોરે;
બળભદ્ર હાથે કીધું મોત, કૃષ્ણુંએ વેણુંનાદ વગાડીયોરે.
પછી પધાર્યા વૃજની માંય, વેણુંનાદ સાંભળીને મોર નાચીઆરે;
ગોપીઓના આનંદનો નહી પાર, ગાયો કાંન ધરીને સાંભળેરે.
વાછરડાં નવ ધાવે ત્યાંય, નદીયોના નીર સ્થંભી રહ્યાંરે;
વેણીનાદ સાંભળી ત્યાંય, વૃજની કુમારકાઓ નાવા ગયાંરે.
કાંઠે ઉભા કુંવરકાન વસ્ત્ર લઇને કદમ ચઢયારે;
ગોપીઓ યાચના કરે ત્યાંય, પછી કૃષ્ણુ એમ બોલીયારે.
તમારી ઇચ્છા પુરણુ થાય, એમ કહી વસ્ત્ર પ્રભુએ આપીઆંરે;
ગોપીઓના મનોરથ પુર્યા ત્યાંય, બળભદ્ર કૃષ્ણુ ગાયો
ચારવા ગયારે.
ગોવાળીઆની સાથે ત્યાંય, કૃષ્ણુને ભૂખ ઘણેરી લાગીરે;
ગોવાળીઆને કેછે એમ, બ્રાહ્મણુ યજ્ઞ કરવા ત્યાં બેસીયારે.
ત્યાંથી ભોજન લાવો કાંઇ, જઇને ગોવાળે ત્યાં માંગીયુંરે;
બ્રાહ્મણે નવ આપ્યું ત્યાંય, ગોવાળે જઇને ત્યાં વાત કરીરે.
બ્રાહ્મણે નવ આપ્યું ત્યાંય, ત્યારે કૃષ્ણુ એમ બોલીયારે;

જાવ તેની સ્રીની પાસ, ગોવાળે જઇને બ્રાહ્મણીઓને કીધુંરે.
કૃષ્ણ માટે લઈ ચાલો ભાત, બ્રાહ્મણીઓ ત્યાંથી ચાલીયારે;
કૃષ્ણને જમાડવા કાજ, કૃષ્ણને જમાડી પાછા વળ્યારે.
પછી ગયા યગ્નશાળામાં જઈને બ્રાહ્મણોને વાત કરીરે;
બ્રાહ્મણ મત પસ્ત્યાં ત્યાંય, પ્રભુએ બ્રાહ્મણોનો ગર્વ ઉતારીઓરે.
સ્રીઓને દીધા માન, નંદાદીક ગોવાળીઆ સામગ્રી કરેરે;
મેઘ લાંડુ કરવા કાજ, ત્યારે કૃષ્ણજી એમ બોલીયારે.
મારૂં કહ્યું માનો આપ, આજે ગોવર્ધન પરવત છેરે;
તેને સામગ્રી ધરો આજ જઈને ગોવર્ધનની પુજા કરીરે.
સામગ્રી ધરી છે ત્યાંય ત્યારે ઇંદ્ર ઘણેરા કોપીયોરે;
મુશળધાર વરસાવ્યો વરસાદ, ત્યારે વૃજ સૌ પ્રભુને શરણે ગયારે.
અમારી રક્ષા કરો આજ, ડાબી ભુજાએ ગોવર્ધન ધર્યોરે;
વૃજની રક્ષા કરી ત્યાંય, કૃષ્ણે ઇંદ્રનો મદ ઉતારીયોરે.
ઇંદ્ર આવીને લાગ્યો પાય, વૃજના ગોવાળીઆ વિસ્મય થયારે;
પ્રભુની લીલા જોઇ અપાર, ગોપીઓ ગીત ઘણેરાં ગાયછેરે.
કૃષ્ણ પધાર્યા વૃજની માંહ્ય, ત્યારે નંદજી એમ બોલીયારે;
કૃષ્ણની લીલા જોઈ અપાર, નંદજી જુમનામાં નાવા ગયારે.
વરૂણ દેવ લઈ ગયા તેની વાર, કૃષ્ણ નંદજીને ત્યાંથી લાવીયારે;
વરૂણ દેવ કરે સ્તુતિ ત્યાંય, કૃષ્ણે ગોવાળીઆને બ્રહ્મ સ્વરૂપ દેખાડયુંરે.
પછી દેખાડું વૈકુંઠ લોક, આસો માસની પુનમ આવીરે;
રાસ રમવા કીધું મન, વનમાં કૃષ્ણએ વાંસળી વગાડીરે.

ગોપીઓનાં મન હરવા કાજ, ગોપીઓનાં ચીત વ્યાકુળ વ્યાકુળ થયાંરે;
અંગે આભુષણ બદલાય, પડતા આખડતા વન વિષે ગયાંરે.
ત્યારે કૃષ્ણ બોલ્યા એમ, અડધી રાતે કેમ આવીયારે;
ઘરબાર મેલીને આજ, ગોપીઓ મનમાં લજવાય ઘણુંરે.
કંઇ નવ બોલ્યા ત્યાંય, પ્રભુએ રાસ રચાવીયોરે;
એક ગોપી બીજા કાન, ગોપીઓ જેટલાં સ્વરૂપ ધર્યારે.
રાત છ મહીનાની કીધી ત્યાંય, રમતાં કૃષ્ણ અંતર ધ્યાન થયારે;
રાધકાજીને લીધાં સાથ, ગોપીઓ કૃષ્ણને શોધવા ગયાંરે.
આંબા વૃક્ષને પુછે તેમ કોઇએ કૃષ્ણને દીઠાછેરે;
તે મુજને કહો વાત રાધીકાજીને ગર્વ થયોરે.
હું માનીતી પ્રભુની આજ, ત્યારે કૃષ્ણજી વિચાર કરેરે;
રાધકાજીનો ઉતારૂં ગર્વ, આશોપાલવનું ઝાડ આવ્યુંરે.
તેની ડાળે રાધીકાજી લટકાય, કૃષ્ણ અંતરધ્યાન થઈ ગયારે;
એવી છે પ્રભુની લીલાય, સર્વે ગોપીયો મળી જુમનાજી આવ્યાંરે.
ત્યાં કરે કૃષ્ણની લીલાય, ગોપીઓ ત્યાં ગીત ગાયછેરે;
કૃષ્ણની બાળ લીલા ત્યાંય, ગોપીઓનાં ગીત સાંભળી પ્રભુ પ્રગટયારે.
ગોપીઓના આનંદનો નહી પાર, ગોપીઓએ વસ્ત્રનું આસન નાખીયુંરે;
કૃષ્ણ બીરાજ્યા તેણીમાંહી, ત્યારે કૃષ્ણજી એમ બોલીયારે.
તમે માગ્યુંતું જે વચન, કૃષ્ણ અમારા પતિ થજોરે;

તેથી મેં પુરી તમારી આશ, કૃષ્ણુની બાળલીલા જે ગાયછેરે
તેની કૃષ્ણુ પુરે આશ, દેવની યાત્રા કરવા ચાલીયારે;
અંબાજીના વનમાં ગયાં, સર્વ રાત ત્યાં રહ્યાંરે.
ત્યારે અજગર આવ્યો એક નંદરાયને ગળવા લાગીયોરે;
નંદે કૃષ્ણુને બોલાવ્યા ત્યાંયકૃષ્ણુએ અજગરને પગ અડાડીઓરે.
અજગર સ્વરૂપ પામ્યો અનુપમ, ત્યારે પ્રભુજી એમ બોલીયારે;
તેં શા માટેધર્યું અજગર રૂપ, ત્યારે સર્પ રૂષી એમ બોલીયોરે.
મને લક્ષમીનો ગર્વ અપાર, સુદર્શન નામે હું વીદ્યાધર હતોરે;
વીમાનમાં બેસી ફરતો ત્યાંય, અંગીરાના કુળના રૂષીઓરે.
તેની હાંશી કરતો હું, તે રૂષીએ મને શ્રાપ દીધોરે;
તું અજગર થઇને જન્મ આપના દરશનથી હું મુકત થયોરે.
પછી ચાલ્યો સ્વર્ગમાં જાય, કૃષ્ણુ ગોપીઓ સાથે રમતાંરે;
શંખ ચુડ આવ્યો ત્યાંય, સૌ ગોપીઓને હરી ગયોરે.
ગોપીઓ કૃષ્ણુ બોલાવે ત્યાંય, કૃષ્ણુબળદેવ એમ બોલીઆરે;
તમારૂં રક્ષણુ કરશું અમો, બળદેવજી ગોપીઓનું રક્ષણુ કરેરે.
કૃષ્ણુ ગયા તેને ઝાલવા કાજ, કૃષ્ણુએ શંખ ચુડને ઝાલીયોરે;
મુકી મારી માથા માંહે, શંખ ચુડ મરી ગયોરે.
હરીએ મણી લઇ લીધો ત્યાંય, કૃષ્ણુએ મણી મોટાભાઇને આપ્યોરે;
પરીબળ વધારવા કાજ, કૃષ્ણુ રાતે રાતે રાસ રમેરે.
દીવસે ગાયો ચારવા જાય, ગોપીઓને દીવસ તેથી જતોરે;
ગીત ગાઇને પાડે રાત, જ્યારે પ્રભુ વેણુ નાદ કરેરે.

મન હરીલે સર્વના ત્યાંય, જ્યારે વનમાં વેણું વગાડતારે;
નાદ સુણી ગયો આવે પ્રભુની પાસ, મેઘ છત્ર છાયા ધરેરે.
પુષ્પ વૃષ્ટી વરસાવે ત્યાંય, ઈંદ્ર બ્રહ્મા શીવ મુની દેવતારે;
વેણું શબ્દ સુણે ગગન, અરીષ્ટા સુર વૃજમાં આવ્યોરે.
તેને ધરીઉ બળદેનું રૂપ, પગથી પૃથ્વીને ખોદી નાંખતોરે;
તેને શબ્દ થાય કઠોર, ગાયોના ગર્ભ પડી જતારે.
ગોવાળ ગોપીઓને ત્રાસ થાય ઘણો, ત્યારે શ્રીકૃષ્ણ એમ બોલીયારે;
મનમાં બીક નવ ધરશો લગાર, અરીષ્ટા સુરને બોલાવીયોરે.
પ્રભુને ચઢીઓ ક્રોધ અપાર, કૃષ્ણ એ પગ ઝાલીને પછાડીઓારે;
દૈત્યનો પ્રાણ હર્યો તે વાર, નારદજીએ કંસને જઇ કીધુંરે.
કૃષ્ણબળદેવ વસુદેવના બાળ, ત્યારે કંસ ઘણો કોપીયોરે;
અકરૂડ તેડયા તેની વાર, તમે ગોકુળ વીશે જાઓારે.
બળદેવ કૃષ્ણને તેડી લાવો અહીં, આપડે મલ્લ યુદ્ધ આચરસુંરે;
તેમાં તેમનો કરસુકાળ, મુષ્ટીચાણુંરશલ અને તોશલઆદીરે.
મલ્લ યુદ્ધ કરશે તેમની સાથ, કુવાલીયાપીડ હાથી શણગારીઓારે;
સામુ યુદ્ધ કરવાને કાજ, અક્રૂડ રથ જોડીને ચાલીયારે.
આવી ઉતર્યા નંદદરબાર, કંસે કેસી દૈત્યને મોકલ્યારે;
તેને ધરીયું ઘોડાનું રૂપ, તે દૈત્ય ગોકુળમાં આવીયોરે.
કૃષ્ણ સામુ કર્યું યુદ્ધ, કૃષ્ણએ પગ ઝાલી ફેંકી દીધોરે;
તેને પ્રાણ તજ્યા તતકાળ, નારદજીએ કૃષ્ણની સ્તુતી કરેરે.
તમારી લીલાનો નહી પાર, તમે દૈત્યનો નાસ કરોરે;

પૃથ્વીનો ઊતારો ભાર, તમે કંસરાયને મારશોરે.
કાળ પવન સુરને નરકાસુર, રાજાઓની કન્યાને પરણુસોરે;
નૃગરાજાને છોડાવશો તેણી વાર, જાંબુવંતી સાથે પરણુશોરે.
મણી લાવશો તેણી વાર, બ્રાહ્મણના મરી ગયેલા પુત્ર લાવશોરે;
મીથ્યા વસુદેવને મારશો ત્યાંય કાસીપુરીને બાળશોરે.
દંતવકને મારસો ત્યાંય, રાજસુયયજ્ઞમાં સીસુપાળને મારસોરે;
બીજા પાક્રમ કરશો જે, અર્જુનના સારથી થઇને રથ હાંકશોરે.
અક્ષોપણી રાજયોનો કરશો નાશ, એમ કહી નારદ ત્યાંથી
ચાલીયારે;
કૃષ્ણ પધાર્યા વૃજમાંય, મયદાનવનો એક દીકરોરે.
વ્યોમાસુર તેનું નામ, તેતો ચોરી ઘણી કરેરે;
ગોવાળ ગાયોને ગુફામાં નાંખે ત્યાંય, ત્યાર શ્રીકૃષ્ણને ખબર થઇરે.
જઇ છોડાવ્યો તેણી વાર, શ્રીકૃષ્ણે તેને મારી નાંખીયોરે;
દેવે વધાવ્યા તેની વાર, અકૃડજીએ ભગવાનને નીરખ્યારે.
કૃષ્ણના ચરણમાં નમીયા પાય, અકૃડજીને આસન નાંખી
આપીયુંરે;
આલીંગન દીધું ત્યાંય, પછી આવ્યાનું કારણ પુછીયુંરે.
શા કારણે તમે આવ્યા અહી, અકરૂડજી આકુળ વ્યાકુળ
થઇ ગયારે;
તેમના આનંદનો નહી પાર, ત્યારે કૃષ્ણ એમ બોલીયારે.
આપણા કુળમાં કુશળ ક્ષેમ, મામોં કંસ ઘણેરો કોપીયોરે;
તેના કૃત્યનો નહી પાર, મારા માબાપને દુઃખ ઘણું દીધુંરે.

તેઓના પુત્રનો કરીઓ નાશ, માટે જે તમારે આવવા કારણેરે;
તેમને વીસ્તારી કહો વાત, ત્યારે અક્રુડજી એમ બોલીયારે.
તમારા જન્મની કંસને થઇછે જાણ, તેણે મલ્લ યુદ્ધ આદર્યુંરે;
આપને તેડવા મોકલ્યા આજ, ત્યારે નંદજીને ખબર થઇરે.
આનંદમાં પડીયો ભંગ, ગોવાળ ગોપીઓને ખબર થઇરે;
કૃષ્ણ પધારે મથુરા ગામ, તેથી વીલાપ ઘણો કરેરે.
કૃષ્ણ વીજોગથી રહેવાય કેમ, કૃષ્ણની લીલાનું વર્ણન કરેરે;
અક્રુડને દેછે ગાળ, ત્યારે ગોપી ગોવાળે વીચાર કર્યોરે.
જાતા રથ રોકીશું, ત્યાં કૃષ્ણબળદેવજી રથમાં બેસીયારે;
મથુરામાં જાવા કાજ, ત્યારે ગોપી ગોવાળે ઘેરીયારે.
અમને સાથે તેડી આજ, ત્યારે શ્રીકૃષ્ણજી એમ બોલીયારે;
થોડા દીવસમાં હું આવીશ આંહી, પછી ગોવાળ ગોપી
પાછાં વળ્યાંરે.
એમના વીરહનો નહી પાર, કૃષ્ણ જીમનાંજી તીર આવીયારે;
સ્નાન કરવા કીધું મન, અક્રુડજી નાવા પેસીયારે.
ડુબકી મારી તેણી વાર, કૃષ્ણબળદેવ જળમાં દીઠારે;
તેમની લીલાનો નહી પાર, અક્રુડજી નાહી બહાર આવીયારે.
પછી ચાલ્યાં મથુરાં જાય, અક્રુડજીએ સ્તુતી કરીરે;
તમે છો વીશ્વસ્વરૂપ, અમારો અપરાધ ક્ષમા કરોરે
અમ પર કરૂણા કરો, આપ પછી કૃષ્ણ મથુરાં પધારીયાંરે;
નંદ ગોવાળ મલીયા ત્યાંય, ત્યારે શ્રીકૃષ્ણજી એમ બોલીયારે.
રથથી હેઠા ઊતર્યા ત્યાંય અક્રુડજી રથ લઇ જાઓરે;

અમે આવસું જોતા ગામ, પહેલા દરવાજામાં પેસ્તાંરે.
કંસરાયને કીધી વાત, પછી કૃષ્ણુ ગોવાળ સાથે ચાલીયારે;
વાડીમાંથી નીકળ્યા બહાર, પહેલા દરવાજામાં પેસતાંરે.
મથુરાંની સોભાનો નહી પાર, મથુરાંની સ્રીઓ એમ બોલીયાંરે;
ગોપીઓના ભાગ્યતણો નહી પાર, કૃષ્ણુબળદેવજીને નીરખીયાંરે.
એમના હરખનો નહી પાર, શ્રીકૃષ્ણુબળદેવ ચાલતાંરે,
રંગારા ધોબીને જોયો ત્યાંય, ત્યારે કૃષ્ણુજીએ એ વસ્ત્ર માંગીયાંરે.
અમો બે ભાઇને આપોઆપ, ત્યારે ધોબી કોપીઓરે;
કૃષ્ણુબળદેવને દીધી ગાળ, ત્યારે કૃષ્ણુબળદેવ કોપીયારે.
ધોબીને માર્યો ત્યાંય, ધોબી ત્યાંથી નાસી ગયોરે;
પ્રભુએ વસ્ર પેર્યા, ત્યાંય બીજા ગોવાળોને પેરાવીયાંરે.
પછી આવ્યા દરજી પાસ, દરજીએ સોભતાં વસ્ત્ર કરી આપીયાંરે;
કૃષ્ણુએ વરદાન આપ્યું ત્યાંય, ત્યાંથી કૃષ્ણુબળદેવ આગળ
ચાલીયારે.

પછી આવ્યા માળીને ત્યાં, માળીએ હાર ગજરા પહેરાવીયારે;
પછી લાગ્યો પ્રભુને પાય, ગોવાળ સહીત માન આપીઆંરે.
પુજા કીધી તેની વાર, ત્યારે માળી એમ બોલીયારે;
મારા ભાગ્યનો નહી પાર, સુદામા માળીને વરદાન આપીયુંરે.
મારામાં ભકતી રહેજો અપાર, ત્યાંથી કૃષ્ણુબળદેવ આગળ
ચાલીયારે;

સામી મળી કુબજા એક, શ્રીકૃષ્ણુજીએ પુછીયુંરે.
તારી પાસે સાનો થાળ, ત્યારે કુબજા એમ બોલીયારે;

સુંદર ચંદન મારી પાસ, કૃષ્ણબળદેવને આરચ્યા કરીરે.
કૃષ્ણએ રૂપ આપ્યું અનુંપ, ત્યારે કુબજા એમ બોલીયારે;
મારા ભાગ્યતણો નહી પાર, કુબજાએ વસ્ત્ર કૃષ્ણનું ઝાલીયું રે.
આપ પધારો મારે ઘેર, ત્યારે કૃષ્ણ હસીને એમ બોલીયારે;
હું પુરીસ તારા મનના કોડ, ત્યાંથી કૃષ્ણબળદેવ ચાલીયારે.
વેપારીએ દીધાં માન, પાન બીડી માળા આપીયાંરે;
પુજા કીધી તેણી વાર, ત્યાંથી કૃષ્ણબળદેવ ચાલીયારે.
આવી ઊભા ધનુષ પાસ, કૃષ્ણએ ધનુષ ભાગી નાંખીયું રે;
શેરડીનો સાઠો ભાગે તેમ, ધનુષના રક્ષકો એમ બોલીયારે.
કંસને થઇછે જાણ, ત્યાંથી કૃષ્ણબળદેવ ચાલીયારે;
ત્યાંથી પધાર્યા બાગની માંય, મલ્લ યુદ્ધ નગારાં વાગીઆંરે.
તે સુણી કૃષ્ણબળદેવ બોલ્યા, ચાલો મલ્લ યુદ્ધ જોવા જઇએરે;
પછી મારીએ મામા કંસ, ત્યાંથી કૃષ્ણબળદેવ પધારતાંરે.
હાથી દીઠો તેણી વાર, કુવલીયા પીડ હાથીને મારી નાંખીયોરે;
અંબષ્ટને માર્યો તેણી વાર, પ્રભુ અખાડામાં પધાર્યારે.
મલ્લ યુદ્ધ કરવા તેણીવાર, મલ્લ યુદ્ધ કરતાં મલ્લોને મારી નાંખીયાંરે;
પછી માર્યા મામા કંસ, દેવ સર્વ સ્તુતી કરેરે.
ગંધર્વો કરતાં ગાન, બ્રહ્મા સીવ મુનીદેવતારે;
બોલતા જેજેકાર, કૃષ્ણબળદેવે કંસ મારી નાંખીયોરે.
તેની સ્ત્રીઓની સાત્વના કીધી ત્યાંય, કૃષ્ણબળદેવ ત્યાંથી પધાર્યારે;

જ્યાં હતાં દેવકીને વાસુદેવ ત્યાં, તેમને બંદીખાનામાંથી છોડીયારે.
પછી પ્રભુ લાગ્યા પાય, કૃષ્ણબળદેવ ત્યાંથી પધાર્યારે;
ઊગ્રેસેન રાજાની પાસ, રાજાને રાજ્યાભીષ્ક કર્યારે.
પછી સોપ્યું તેનું રાજ, શ્રીકૃષ્ણજી એમ બોલીયારે;
માતા પીતાને કેછે તેમ, અમારા માટે દુઃખ ઘણું પામયારે.
તેનું અમારા અપરાધનો નહી પાર, પછી વાસુદેવ દેવકીહરખીયાંરે;
તેમના હરખનો નહી પાર, કૃષ્ણબળદેવને ભણવા મુકયારે.
સાંદીપની ગુરૂને ઘેર, થોડા દીવસમાં ભણી રહ્યારે;
તેમના પરાક્રમનો નહી પાર, પછી ગુરૂ દક્ષીણા આપવા માંડીરે.
ત્યારે ગુરૂ બોલ્યા એમ, અમારા મરી ગયેલા દીકરારે;
તે લાવી આપો મારી પાસ, ત્યાંથી કૃષ્ણબળદેવ પધાર્યારે.
આવી ઉભા રહ્યા સમુદ્રની પાસ, સમુદ્રને પ્રભુએ પુછીયુંરે;
અમારા ગુરૂનો બાળક આપ, તે બાળકને મેં નથી લીધોરે.
પંચ જન નામનો મોટો દૈત્ય, તે દૈત્યે શંખનું રૂપ ધર્યુંરે;
તેને મારી નાંખ્યો ત્યાંય, શંખ લઇને પ્રભુ પધાર્વારે.
આવી ઉભા જમુનાં તીર, કૃષ્ણે શંખ નાદ કર્યારે;
યમ રાજાએ સાંભળ્યું ત્યાંય, યમે કૃષ્ણબળદેવની પુજા કરીરે.
પુત્ર સોપ્યો તેણીવાર, પછી ગુરૂને લાવીને સોપીયારે;
પછી બોલ્યા ગુરૂ એમ, ગુરૂ દક્ષીણા સારી આપીરે.
આપ પધારો આપને ઘેર, કૃષ્ણબળદેવ મથુરાં પધાર્યારે;
માતા પીતાને આનંદનો નહી પાર, શ્રીકૃષ્ણે ઊદ્ધવજીને
બોલાવીયારે.

તમો જાઓ વૃજની માંય, નંદ જસોદાને જઈને કહેજોરે;
ગોપીઓની સાત્વના કરો ત્યાંય, ઊદ્ધવજી ત્યાંથી ચાલીયારે.
આવીયા નંદદરબાર, નંદજસોદાએ પુછીયુંરે;
કૃષ્ણબળદેવ કુશળ ક્ષેમ, ત્યારે ઉદ્ધવજી એમ બોલીયારે.
મને મોકલ્યો આપની પાસ, સંદેસો કહેવાને હું આવીયોરે;
કૃષ્ણબળદેવે લીલા કરી અપાર, મામા કંસને મારી નાંખીયોરે.
માત પીતા છોડાવ્યા ત્યાંય, ઉદ્ધવજી ગોપીઓને કહેરે;
પ્રભુ પધારો વૃજની માંય, થોડા દીવસમાં પધારશેરે.
તમારા મનના પુરશે કોડ, ઉદ્ધવજીએ સર્વની રજા લીધીરે;
પછી આવ્યા મથુરાં મોજાર, કૃષ્ણબળદેવ ત્યાંથી ચાલીયારે.
પોતે પધાર્યા કુબજાને ભોવન, કુબજાના મનોરથ પુરા કર્યારે;
તેનું વચન કર્યું સીદ્ધ, પછી અક્રુડજીને ઘેર પધાર્યારે.
ને પ્રભુની પુજા કીધી અપાર, પછી પ્રભુ એમ બોલીયારે;
તમે જાવ હસ્તીનાપુર મોજાર, જઇને પાંડવોની ખબર લાવોરે.
ધ્રતરાષ્ટના પુત્રોનું દુઃખ અપાર, ત્યાંથી અક્રુડજી ચાલીયારે;
આવીયા હસ્તીનાપુર મુજાર, બધી ખબર લઈ પાછા વળ્યારે.
પ્રભુને આવી કીધી વાત, કંસરાયના જે સસરારે;
જેરાસંધ તેનું નામ, કૃષ્ણને જેરાસંધની બીક લાગીરે.
સમુદ્રમાં દ્વારકાં બાંધી ત્યાંય, પછી સર્વને ત્યાં મોકલ્યારે;
પોતે રહ્યા મથુરાં મોજાર, જેરાસંધ લડાઇ માટે આવીયારે.
કૃષ્ણ સામે તેણીવાર, અક્ષોહીણી દળ લાવીયારે;
તેના પરાક્રમનો નહી પાર, સતરવાર તે આવીયોરે.

તે હારીને પાછો જાય, અઢારમી વાર તે આવતાંરે;
વચમાં આવ્યો કાળ પવન, ઘણા મલેચ્છોનો સૈન્ય સાથેરે.
મથુરાં ઘેરો ઘાલ્યો ત્યાંય, ત્યારે કૃષ્ણબળદેવ વીચાર કરેરે;
હવે આપણે કરવું કેમ, માટે દ્વારકાં બંધાવીએરે.
તેની સોભાનો નહી પાર, પછી સરવેને ત્યાં રાખીયારે;
બળભદ્રજી રહ્યા ત્યાંય; પછી કૃષ્ણજી ક્રોધે ભર્યારે.
કાળપવનના સૈન્યનો કીધો નાશ, પછી કાળપવન નાસી ગયોરે;
તેની પાછળ કૃષ્ણ જાય, એક ડુંગળમાં પેસી ગયોરે.
મારવાનો ભય લાગ્યો અપાર, મુચુંકુંદ નામે રાજા હતોરે;
તે ત્યાં સુતો છે રે જાણ ત્યારે કાળપવનને જગાડીયોરે.
તેથી અગ્ની પ્રગટયો ત્યાંય, કાળપવન બળી ગયોરે;
મુચુંકુંદ પુછે ત્યાંય, ત્યારે કૃષ્ણ એમ બોલીયારે.
અમે આવ્યા તમારી પાસ, મુચુંકુંદે ત્યાં સ્તુતી કરીરે;
પ્રભુએ ત્યાં આપ્યું વરદાન, ત્યાંથી શ્રીકૃષ્ણ પધારીયારે.
પોતે પધાર્યા દ્વારકાં માંય, ત્યારે બ્રાહ્મણ એક આવીયોરે;
રૂક્ષમણીજીનો કાગળ લઈ, રૂક્ષમણીનો સંદેસો પ્રભુને કહ્યોરે.
કૃષ્ણએ મન કીધો વીચાર, ત્યાંથી શ્રીકૃષ્ણજી પધાર્યારે;
રૂક્ષમાણીને પરણવા તેણીવાર, વીદર્ભ દેશમાં પધાર્યારે.
ભીષ્મક રાજાને ઘેર, સીસુપાળને ત્યાં તેડાવીયોરે;
રૂક્ષમાણીને પરણવા કાજ, રૂક્ષમાણી દેવીના દર્શન કરવા
ચાલીયારે.
શ્રીકૃષ્ણએ કર્યું હરણ, રૂક્ષમાણીને લઈને ચાલીયારે;

રૂક્ષ્મૈયો બેનને લેવા જાય, ત્યારે કૃષ્ણજી ઘણું કોપીયારે.
તાણી બાંધ્યો રથની સાથ, ત્યારે રૂક્ષ્માણીજી વીનતી કરેરે;
મારા વીરાને છોડી મુકો આપ, શ્રીકૃષ્ણ દ્વારકાં પધાર્યારે.
ગંધર્વ વીવાહ કરીયો ત્યાંય, રૂક્ષ્માણીને પ્રધુમ્ન જન્મારે;
સંબરાસુર હરી ગયો ત્યાંય પ્રધુમ્ન સાથે તેણે યુદ્ધ કર્યુંરે.
સંબરાસુર હાર્યો ત્યાંય, સ્ત્રી પરણીને પ્રધુમ્ન ઘેર આવ્યારે;
માતપીતાને લાગ્યો પાય, કૃષ્ણને મણીની ચોરી ચડીરે.
પ્રભુ ગોતી લાવ્યા ત્યાંય, જાંબુવાન રીંછની દીકરીરે;
તેની સાથે કર્યાં લગ્ન, સત્રાજીતનો મણી હતોરે.
તે અક્રુડજી લઇ ગયા ત્યાંય, અક્રુડજીને મણીકાસીના રાજાને
આપ્યોરે;
ત્યાં મણી કણીકો ઘાટ બાંધ્યો ત્યાંય, શ્રીકૃષ્ણએ અક્રુડજીને
તેડાવીયારે.
તેમની પાસેથી મણી લઇ લીધો ત્યાંય, બીજી સ્ત્રીઓ પ્રભુ
પરણીયારે;
કાલીંદી મીત્ર વંદા ત્યાંય, સત્યભામાં લક્ષ્મણાને પરણાવીરે.
પાંચે પાણી ગ્રહણ કર્યું ત્યાંય, શ્રીકૃષ્ણે નરકાસુરને મારીયોરે;
તેની હરેલી કન્યા આજ, હાજરો કન્યાને છોડાવીયારે.
તેઓને પરણ્યા પ્રભુ ત્યાંય, સત્યભામાને કૌતક દેખાડવારે;
સાથે તેડી ગયા ત્યાંય, સ્વર્ગમાં પારીજાતકનું ફુલ હતુંરે.
તે નારદજી લઈ આવ્યાં ત્યાંય, લાવી રૂક્ષ્માણીને આપીયુંરે;
જઇને સત્યભામાને કીધી વાત, ત્યારે સત્યભામા રીસાઈ ગયારે.

પારીજાતકનું ઝાડ લાવ્યા ત્યાંય, તેમના આંગણાંમાં રોપાવીયુંરે;
પછી હરખ પામ્યા ત્યાંય, કૃષ્ણ રૂક્ષ્માણીજીની હાંસી કરીરે.
અમે છૈયે કાનગોવાળ, તમે સીસુપાળને નવ વર્યારે;
તે મોટો રાજા કહેવાય, તે સાંભળી રૂક્ષ્માણીને મુર્છા થઈરે.
કૃષ્ણએ આલીંગન કીધું ત્યાંય, કૃષ્ણ સોળહજાર એકસોઆઠ
સ્રીઓ પરણ્યારે;
તેમને દશ દશ પુત્રો થયા, રૂક્ષ્માણીના ભાઇની જે દીકરીરે.
રૂકમવતી છે તેનું નામ, તે પ્રધુમ્નને પરણાવીયારે;
એનના હરખનો નહી પાર, બળભદ્ર સાથે જુગટું રમ્યોરે.
રૂકમી તેણીવાર, તેમાં રૂકમૈયાને મારીઓરે;
બળભદ્રે તેણીવાર, બાણાસુર રાજા હતોરે.
તેની કુવરી ઉત્રા જે, તેને અનીરૂધ પરણીયારે;
સ્વપ્નમાં જઇને ત્યાંય, ત્યારે ઉત્રા જાગી ઊઠયારે.
પોતાના પતીને સોધો ત્યાંય, ચીત્રલેખા ત્યાં બોલીયાંરે;
તમારા પતીને લાવું અહીં, પછી અનીરૂધને લાવીયારે.
બાણાસુરનેજ થઈછે જાણ, અનીરૂધને ત્યાં બાંધીયારે;
નારદજીએ દ્વારકામાં કીધી વાત, ત્યારે શ્રીકૃષ્ણ ત્યાંથી ચાલીયારે.
બાણાસુર સાથે કર્યું યુદ્ધ, બાણાસુરના હાથ કાપી નાંખીયારે;
પછી છોડી મુકયો ત્યાંય, બાણાસુર પ્રભુની સ્તુતી કરેરે.
ઊત્રા અનીરૂધને પરણાવી ત્યાંય, નર્ગ નામ એક રાજા હતારે.
તેને શ્રાપ લાગ્યો એક, તેથી કાચંડો થઇને અવતર્યોરે;
કુવામાં પડીઓ તે, શ્રીકૃષ્ણના જે દીકરાઓરે.

રમતા ગયા કુવા પાસ, ત્યારે કાચંડાને નજરે દીઠોરે;
તેને કાઢવા માંડયો ત્યાંય, ત્યારે શ્રીકૃષ્ણ પધાર્યારે.
ત્યારે તે નીકળ્યો બહાર, તેથી મોક્ષગતી તે પામીયોરે;
સ્વર્ગ ગયો તેણી વાર, એક સમે ગોકુળમાં બળદેવજી આવીયારે.
ગોપીઓ સાથે કરતા રમત, ત્યારે જુમનાજીને બોલાવીયારે;
તે નવ આવ્યા તેમની પાસ, ત્યારે બળદેવજી ક્રોધે ભર્યારે.
જુમનાંજી ખેંચ્યાં તેણીવાર, પૌડ્રક નામે એક રાજા હતારે;
તેને ગર્વનો નહી પાર, પૌડ્રક કાસીમાં રહેતો હતોરે.
કાસી રાજાનો પીત્રુ થાય, તેને શ્રીકૃષ્ણેએ મારી નાંખીયોરે;
તેનો ગર્વ ઉતાર્યો ત્યાંય, રૈવતક પર્વતમાં મદીરા પીતેરે.
ક્રોડા કરતો સ્ત્રીઓની સાથ દ્રીવીદ નામે એ વાનર હતોરે;
બળભદ્રે મારી નાંખ્યો ત્યાંય, હસ્તીનાપુરમાં કૈરવ કોપીઆરે.
યુદ્ધ માંડયું પાંડવ સાથ, બળભદ્ર ત્યાં ગયારે;
કૈરવનો કજીઓ મુકાવા ત્યાંય, જ્યારે કૈરવે નવ માનીયુંરે.
બળભદ્ર કોપ્યા તેણીવાર, હળથી હસ્તીનાપુર ખેંચીયુંરે;
સમુદ્રમાં નાંખવા કાજ, ત્યારે દુર્યોધનાદીક આવીયારે.
બળભદ્રને લાગ્યા પાય, એકસમે નારદજી દ્વારકાં આવીઆરે;
કૃષ્ણની જોવા લીલા ત્યાંય, આવીને શ્રીકૃષ્ણને પાયે નમ્યારે.
પછી બોલ્યા તેની વાર, પ્રભુ તમો પાસે માગુ એટલુંરે;
એક સ્ત્રી આપો મુજને, ત્યારે શ્રીકૃષ્ણજી એમ બોલીયારે.
મારા વીના જે એકલી નાર, તેમાંથી તે નારી પરણી જજોરે;
ત્યાંથી નારદ ચાલ્યા જાય, ઘેરઘેર ભટકીયારે.

નવ દીઠા કૃષ્ણુવીના ઘરબાર, પછી આવી પ્રભુને પાયે નમ્યારે;
મને ભટકાવ્યો નકામો આજ, સુધર્મા નામની સભા કરીરે.
તેમાં બીરાજ્યા શ્રીકૃષ્ણુ જઈ, ત્યારે નારદ સાથે એક દુત
આવ્યોરે;
રાજાઓનો દુત તે જરાસંઘે, રાજાઓને પુરીયારે.
તેને છોડાવોને આપ, શ્રીકૃષ્ણે ઓદ્ધવજીને પુછીયુંરે;
યુધીષ્ટીરે માંડયો મોટો યગ્ન, પછી ઓદ્ધવજી એમ બોલીયારે.
ઇદ્ર પરસ્થમાં પધારો આપ, તમારા ફોઇના જે દીકરારે;
તેની કરવી તમારે સહાય, ત્યારે શ્રીકૃષ્ણુજી પધાર્યારે.
પાંડવોનું કરવા કામ, યુધીષ્ટીરના યગ્ન પુરો થયોરે;
સહુના મનના પુર્યા કોડ, જરાસંઘનો મૃત્યુકાળ આવ્યોરે.
ભેમે મારી નાંખ્યો ત્યાંય, શ્રીકૃષ્ણે રાજાને છોડાવીયારે;
તેમને મોકલ્યા પોતપોતાને ધામ, ત્યાંથી શ્રીકૃષ્ણુ પધાર્યારે.
પોતે પધાર્યા ઈંદ્રપરસ્થ માંય, યુધીષ્ટીરના યગ્નમાં સીસુપાળને
મારીયોરે;
તેને પહોંચાડયો સ્વર્ગ મોઝાર, દુર્યોધને યગ્ન કર્યોરે.
તેમાં દુર્યોધન થયા માનભંગ, યાદવોને શાલ્વને મોટું યુદ્ધ થયુંરે;
મોટા મોટા યાદવ ત્યાંય, પ્રધુમ્ન ત્યાંથી નાસી ગયારે.
ધુમાનની ગદા વાગી ત્યાંય, ત્યારે શ્રીકૃષ્ણુજી પધાર્યારે;
જ્યાં થાય છે યુદ્ધ, સાલ્વ રાજાને મારી નાંખીયોરે.
વીમાનનો કર્યો નાસ, દંતવક્ર વીદુરથને મારીયોરે;
પછી પધાર્યા દ્વારકાંમાંય, બળભદ્રે રોમહર્ષણુને મારીયોરે.

તેને પહોંચાડયો ગગન, બળભદ્રે બ્રાહ્મણને રાજી કર્યોરે;
બાલ્વલ દૈત્યને માર્યો ત્યાંય, સુદામા નામે પ્રભુના મીત્ર હતારે.
તે આવ્યા શ્રીકૃષ્ણની પાસ, સુદામા નીરધન ઘણો હતોરે;
ભેટ માટે લાવ્યા તાંદુળ, તેના ઘરનો નરધન હતોરે.
પ્રભુએ કરૂણા કરવા કાજ, એક મુઠી તાંદુળ જમ્યારે;
બીજી મુઠીએ લક્ષ્મીજીએ ઝાલ્યો હાથ, ભકત આદીના
ભુદર હતારે.
તેમના પ્રેમનો નહી પાર, ત્યારે લક્ષ્મીજી એમ બોલીયાંરે;
સુદામાજીને રાખો આંહી, ત્યાંથી સુદામાજી ચાલીયારે.
તે આવ્યા પોતાને ઘેર, ઘર પોતાનું જડયું નહીરે;
સામા સ્ત્રી આવ્યાં ત્યાંય, પછી સુદામા ઘરમાં ગયારે.
આસન આપ્યું તેણીવાર, સુદામાજી મન હરખીયારે;
તેમના મનના પુર્યા કોડ, સુર્ય ગહણ જ્યારે આવ્યું.
યાદવો નાવા જાય, ત્યાંય કુરૂક્ષેત્રમાં તે આવીયારે;
પરસ્પર કરે શ્રીકૃષ્ણની વાત, જ્યારે પાંડવ યાદવની સ્ત્રીએ
મળ્યાંરે.
પરસ્પર કરે વીવાહની વાત, શ્રીકૃષ્ણની સ્ત્રીઓ હતારે;
દ્રૌપદી પુછે વીવાની વાત, આઠે પટરાણીઓ બોલીયારે.
સો સો પરણ્યા કહે તે વાત, પછી આઠ પટરાણીએ પુછીયુંરે,
દ્રૌપદીને તેની વાર, તમે કેવી રીતે પરણીયારે.
પાંચ ભરથારની સાથ ત્યારે દ્રૌપદીજી એમ બોલીયાંરે;
મચ્છવેહ કરીને પરણ્યા તે, યાદવોને મુનીયો ત્યાં ભેગા થયારે.

વાસુદેવ નંદાદીક જેહ, વાસુદેવને મુનીયો વીનતી કરેરે;
તમારા ભાગ્યતણો નહી પાર, શ્રીકૃષ્ણ પુત્ર રૂપે અવતર્યારે.
તે છે વીષ્ણુતણો અવતાર, તેમને હરી ભાવે ભજોરે;
પુત્ર ભાવ છોડો આપ, ત્યારે વાસુદેવને જ્ઞાન થયુંરે.
મનમાં પ્રગટયો અતીભાસ, વાસુદેવ દેવકીએ સ્તુતી કરીરે;
મરી ગયેલા પુત્ર ભાગ્યા ત્યાં કૃષ્ણબળદેવે પીતાને જ્ઞાન
ઉપદેશ કર્યોરે.
માતાજીને લાવી આપ્યા બાળ, એકસમે અર્જુનજી દ્વારકાંમાં
આવીયારે;
સમુદ્રાનું હરણ કરવા કાજ, સાધુ વેસ તેમને ધર્યોરે.
જમવા માટે આવ્યા ત્યાંય, સુભદ્રાનું હરણ કરી ગયારે;
હસ્તીનાપુર ગયા તે, સુતદેવ નામે ઉત્તમ બ્રાહ્મણ હતોરે.
તે શ્રીકૃષ્ણને ભકત, તે વીદેહ મીથીલા નગરીમાં રહેતોરે;
શ્રીકૃષ્ણ પધાર્યા તે દેશ, તે નગરીનો જનક રાજા હતોરે.
તે પ્રભુનો ભકત અપાર, તેના ઘેર શ્રીકૃષ્ણ પધાર્યારે;
તેને કરી પુજા અપાર, જનકશ્રુત દેવને ઉપદેશ કર્યોરે.
પછી પધાર્યા દ્વારકાં માંય, પ્રભુએ નારદજીને પુછીયુરે;
નવખંડ ધરતીના સમાચાર, નારદજીને નારાયણનો સંવાદથયોરે.
વેદોના ગુણી કીર્તી કહેવાય, શ્રીકૃષ્ણના જે ભકત છેરે;
તેને પ્રભુ આપે મોક્ષ, દેવના જે ભકત છેરે.
તેના ઐશ્વર્યનો નહી પાર, ભૃગુરૂષી એમ બોલીયારે;
દેવની પરીક્ષા કરવી આજ, ત્રણે દેવમાં મોટા કોણ છેરે.

તેની પરીક્ષા લેવા જાય, બ્રહ્મા શંકર પાસે જઈ આવીયારે;
વીષ્ણું પાસે આવ્યા ત્યાંય, જઇને પ્રભુની છાતીમાં લાત મારીરે.
જાગી ઉઠયા પ્રભુ ત્યાંય, પછી શ્રીકૃષ્ણજી ઉઠીઆરે;
ભૃગુરૂષીને ચરણે ફેરવ્યો હાથ, હરીએ પદમ લઇ લીધુંરે.
ઘેરઘેર ભટકાતા કરીઆ ત્યાંય, શ્રીકૃષ્ણ સજ્યામાં પોઢી રહ્યારે;
સ્રીઓ સાથે કરે લીલાય, હંસને પ્રભુનો દુત મળ્યોરે.
શ્રીકૃષ્ણને પુછે વાત, વસુદેવ દેવકીના જે દીકરારે;
અમારા મન હરી ગયા કેમ અમારાથી વીજોગે રહેવાય નહીરે.
તેમને તેડી લાવો અહી, શ્રીકૃષ્ણની સંક્ષેપે લીલા લખીરે;
તેનો કરવો સૌએ ઉપીયોગ, એવી કૃષ્ણની લીલા અપાર છેરે.
કહેતાં નવ આવે પાર, બાળલીલા ગાય શીખેને સાંભળેરે;
તેનો વૈકુંઠ થાશે વાસ, બાળલીલા નવ ગાયને નવ સાંભળેરે.
તેનો થાશે નહી ઓધાર, બાળલીલા ભાવભકતી લખાવીરે;
જે ભાવે ગાશે કોઇ, તેના પ્રાતસ પ્રભુ પ્રલય કરેરે.
તેનો થાશે મોક્ષ ત્યાંય, અમારી બુદ્ધી પ્રમાણે લખીયુંરે;
તે સુધારી લેશો આપ.

ઇતીશ્રી દશમસ્કંધની બાળલીલા સંપુરણ.

---

## (રાગ ગરબીનો) કૃષ્ણની દાણલીલા.

જેણે કૃષ્ણની વાણી નવ જાણીરે,
તેની જીભડીઓ નાંખોને તાણીરે;

વૃજ નારી તે ચાલ્યાં પાણીરે,
વાલો સુનાં મંદીરીયામાં જાણીરે.
વાલો છીંકેથી ગોરસ તાણેરે,
વાલે કાંઇક ખાધાને કાંઇક પીધાંરે;
વધ્યાં તેતો માંકલડાંને નાંખી દીધાંરે,
વૃજનારી તે આવ્યાં ઝાંપેરે.
વાલો સુનાં મંદીરીયામાં કંપેરે,
મટુકીમાં ગોરસ ઘાલ્યાંરે;
ગોપી મહી વેચવાને ચાલ્યાંરે,
ગોપી શેરીએ કરે છે પોકારરે.
કોઇ લોછો કે દેવ મોરારીરે,
ઘેલી થઇ છે વૃજની નારીરે;
મહી સાટે વેચે છે મોરારીરે,
નવ માનોતો જુવો ઉતારીરે.
મટુકી તે હેઠે ઉતારીરે,
મહી પ્રગટ થયા કુંજબીહારીરે;
તમે કોઇના કળા નવ જાઓરે,
તમારા દાસ વેચે ત્યાં વેચાવોરે.
ભલે મળ્યા નરસીંહાના સ્વામીરે,
અંતરમાં સુખ પામીરે.

**કૃષ્ણની દાણલીલા ( સંપુરણ. )**

